શ્રી

નવિન

# સતી સુલોચના.

## નાટકનાં-ગાયનો.

"શ્રી દેશી નાટક સમાજ" માટે

રચી પ્રસિદ્ધ કરનાર

ઝવેરી ચંદુલાલ હરસુખરામ [illegible]

અમદાવાદ.

અમદાવાદ-પાનકોરનાં નાકે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં

મોતીલાલ ગણપતરામે છાપી.

કીંમત ૨ આના.

ગજા રજવાડામાં વખણાતી "બાદશાહી યાકુતી અનંગ વિલાસ"
નામનો ઉમદા દવા સરકારમાં રજીસ્ટર થયેલી છે. અને
તેનો સરકારી રજીસ્ટર નંબર_ ૨૩૦ છે. નકલીઆથી
સંભાળજો. અમારી બનાવેલ યાકુતી માત્ર
રાજકોટમાં અમારા ઔષધાલયમાંજ
મલે છે.

# બાદશાહી યાકુતી.

## અનંગ વિલાસ.

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવી આપે છે, પુરૂષાતન કાયમ રાખે છે. સસાર સુખ ભોગવવા માટે દેશી અને જુનાની દવામા ઉચામા ઉંચી દવા જોઈએ તો આ બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે, આ રાજવંશી યાકુતી વીર્યવિકારના તમામ વ્યાધિ મટાડે છે અને વીર્ય ઘટ બનાવી ખરૂ પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી.

૪૦ ગોળીની ડબી એકના રૂ. દશ.

ડાકટર કાલીદાસ મોતીરામ
રાજકોટ—( કાઠીઆવાડ. )

શ્રી

# સતી સુલોચના નાટકનાં ગાયનો

શ્રીમન્ત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રીત
મર્હુમ સાક્ષર ઝવેરી ડાહ્યાભાઈ ધોળશાજી સ્થાપિત.

## શ્રી દેશી નાટક સમાજને માટે

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


## ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી.

અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦





## અમદાવાદ,

પાનકોરના નાકે "મનહર પ્રીન્ટીંગ પ્રેસ" મા
મોતીલાલ ગણપતરામે છાપી.

સંવત ૧૯૭૦ સને ૧૯૧૪

કિંમત રૂ. ૦-૨-૦ (બે આના.)

# "સતી સુલોચના" નાટકનો ટુંક સાર.

---

## અંક ૧ લો.

પ્ર. ૧ લો:—સ્થળ હીમાલય પર્વત ઉપર કૈલાસ પાસે અપ્સરાઓનું વિલાસવન.

ઇશ્વર આરાધનામા બેઠેલી વેદવતી, બાદ અલકાવતીના રાજા યક્ષપતી કુબેરના પુત્ર નલકુબેર પાસે જવા નીકળેલી ઇંદ્રની અપ્સરા રંભાનું સખીઓ સાથે વિલાસ વનમા આવવું. વન વર્ણન. વેદવતીને ધ્યાનમાં બેઠેલી જોવી. નાચ ગાનથી તેના તપનો ભંગ કરી તેને તપ કરવાનું કારણ પુછવું, વીષ્ણુને પરણવા માટે મારો આ પ્રયત્ન છે એમ વેદવતીનું કહેવું. પરસ્પર સંસાર તથા વૈરાગ્યનો વાદવીવાદ. વેદવતીનો દ્રઢ સંકલ્પ. સ્વર્ગે ઇંદ્ર સાથે યુધ્ધ કરવા જતાં રાવણનું વિલાસ વનમાં આવવું. કામાતુર રાવણનો વેદવતી ઉપર બળાત્કાર વેદવતીનો શ્રાપ અને બળી મરવું. આકાશવાણી.

પ્ર. ૨ જો.—સ્થળ કચેરી. ઇંદ્ર આદી દેવો સાથે રાવણ અને ઇંદ્રરાજાનું યુધ્ધ; ઇંદ્ર તથા ઇંદ્રાણીને કેદ કરી લેઇ જવાં.

પ્ર. ૩ જો:—સ્થળ મહેલ. સખીઓ સાથે વીનોદમાં સુલોચના, કેદ થયેલી ઇંદ્રાણીનું રાક્ષસ સાથે આવવું અને મહારાજ ઇંદ્રજીતે દાસી તરીકે આ ભેટ મોકલી છે એમ રાક્ષસે જણાવવું. સુલોચના

પાસે ઈંદ્રાણીની પોતાના પતિના તથા પોતાના છુટકારા માટે પ્રાર્થના, સુલોચનાએ ઇંદ્રાણીને ધીરજ આપી બનતી મદદ કરવા કહેવું. પછીથી રાક્ષસનું આવવુ તથા ઈંદ્રાણીને લેઇ જવું.

પ્રવેશ ૪ થો:—સ્થળ ઈંદ્રજીતનું ઘરઇંદ્રજીત તથા ઈંદ્રનો વાદવિવાદ, ઇંદ્રજીતે ઇંદ્રને લંકાપતિના સેવક તરીકે કબુલ થવા કહેવું, ઈંદ્રનો ઇન્કાર ઈંદ્રજીતનો જુલમ તથા તારા દેખતાં ઇંદ્રાણીને બેઇજ્જત કરી અને તારી સ્ત્રી સાથે લંકાપતી પાસે નમાવીશ એમ ઇંદ્રજીતનું ઇંદ્રને કહેવું, ઇંદ્રાણીને પકડી લાવવા રાક્ષસોને હુકમ, ઇંદ્રાણીનું આવવું તેના ઉપર જુલમ, સુલોચનાનું આવવું. સતીના વાક્યને ઇંદ્રજીતે માન આપવું. ઈંદ્રે લંકાપતીનું આધિપત્ય સુલોચનાના કહેવાથી કબુલ કરવું.

પ્રવેશ ૫ મો:—સ્થળ રૂષ્યશૃંગ આશ્રમ. ધ્યાનમાં બેઠેલા રૂષ્યશૃંગ; દેવરાજ ઇંદ્રની આજ્ઞા પ્રમાણે રૂષ્યશૃંગને છળી મહારાજ દશરથના યજ્ઞમાં લઇ જવા સખીઓ સાથે રંભાનું આવવું, અપ્સરા અને રૂષ્યશૃંગ. રંભાના ચેષ્ટાથી રૂષ્યશૃગનું માયામાં લોભાવીને લઇ જવું.

પ્રવેશ ૬ ઠો.—સ્થળ રાવણનો દરબાર. નાચરંગ. દેવો સાથે ઇંદ્રજીતનું આવવું, દેવોએ મહારાજ લંકેશનું આધિપત્ય કબુલ કરી વીવેકથી નમવું. રાવણના આ દુષ્ટકૃત્યથી વિભીષણને થયેલો ક્રોધ. રાવણને વિભીષણ તરફથી ઉપદેશ. ગર્વીષ્ટ રાવણનો અહંકાર અને ભર સભામાં વિભીષણનો તિરસ્કાર વિગેરે.

# અંક બીજો.

પ્ર. ૧ લો—સ્થળ પંચવટી. રામ લક્ષ્મણ ને સીતા, રામ સીતા વીનોદમા, અચાનક સુર્પનખાનુ આવવુ, રામ લક્ષ્મણ ઉપર મોહીત થવુ, બાદ રામે લક્ષ્મણને સુર્પનખાનું નાક કાપવા કહેવુ, લક્ષ્મણે સુર્પનખાનું નાક કાપવું, બાદ રાવણ અને મારીચનું આવવું, રાવણનો ક્રોધ, મારીચને માયાવી મૃગ બનવા કહેવું, મારીચનો સદ્‌-ઉપદેશ, રાવણનો તીરસ્કાર, મારીચે રાવણના ગુસ્સાથી માયાવી મૃગ બનવા જવું, વાડીમા સોનાનો ચરતો મૃગ સીતાએ જોવા, અને રામને તેમૃગ મારવા માટે સીતાનો દુરાગ્રહ, રામે પાપનું પરીણામ સારૂં નહી આવે એવો સદ્‌ઉપદેશ આપવો. સીતાની હઠ,રામનું મૃગને મારવા જવું, મૃગની બુમ, સીતાએ લક્ષ્મણને આજ્ઞા કરવી, આ અવિચારી આજ્ઞાથી લક્ષ્મણને સંદેહ અને આવી પડનાર ભયની ભ્રાન્તિ માટે સીતાને સલાહ. સીતાએ ગુસ્સે થઇ લક્ષ્મણને રામની મદદે જવા કહેવુ. લક્ષ્મણે યજ્ઞ ભસ્મની રક્ષા કરી જવું. બાદ રાવણનું આવવુ. સીતાહરણ.

પ્ર. ૨ જો—સ્થળ રુષ્યમુખ પર્વત સીતા હરણથી રામ અને લક્ષ્મણની નીરાશા, સુગ્રીવ તથા હનુમાને સીના લંકામાં છે તેવી ખબર આપવી. હનુમાનનુ રામનો આશીર્વાદ મેળવી સમુદ્ર તરી લંકામા જવા વીદાય થવુ, બાદ રામે સુગ્રીવ ને વાલીને યુદ્ધ માટે બોલાવવા કહેવુ, વાલીનુ આવવુ. સુગ્રીવ વાલીનુ યુદ્ધ, રામે બાણ મારી વાલીનો વધ કરવો, વાલીની મરતી વખતે રામને પ્રાર્થના, રામે છેવટે તારી શી ઇચ્છા છે એમ વાલીને કહેવું, વાલીની તારા તથા અગંદને મળવાની આતુરતા, બાદ તારા તથા અંગદનું

આવવું, તારાનું આક્રંદ, રામનો શોક, રામે વાલીને આશીર્વાદ આપવો અને સુગ્રીવને રાજ્યાભીષેક અને અંગદને યુવરાજપદ.

પ્ર. ૩ જો—સ્થળ રસ્તો. ઋષ્યશૃંગના રંભા સંબંધના વિચારો. જંગલમાથી મંગળ કરનાર ગુરૂનો ઉપકાર માનવો. એટલામાં નારદનું આવવું. નારદ અને ઋષ્યશૃંગ વચ્ચે સંસાર વ્હેવાર સબધી વાતચીત ઋષ્યશૃંગ પુત્ર પ્રાપ્તીની ચીંતામાં. નારદમુનીની પુત્ર પ્રાપ્તીમાં જપ કરાવવાની સુચના. જપ કરવાનું નારદ કબુલ કરી મુનીવ્રત લેવરાવવું. એટલામાં એક રાક્ષસનું આવવું રાક્ષસથી ભયભીત થયેલા ઋષ્યશૃંગને દધીબલ વાનરે બચાવવું. રાક્ષસ મરે છે અને મુનીવ્રત ધારણ કરી કીડીની ચાલે ચાલતા ઋષ્યશૃંગનું ઘર તરફ વળવું. શાન્તાને અવળું સમજાવવા નારદમુનીનું રસ્તે પડવું.

પ્ર. ૪ થો—સ્થળ અશોકવનમા સીતા, રાવણનો સીતાપર જુલમ, પોતાની સ્ત્રી થવા કહેવું, સીતાનો ઇન્કાર, પતિવ્રત્ત ધર્મમાં દ્રઢ સીતાને રાવણે શામ-દામ-ભેદથી સમજાવી પોતાની સ્ત્રી થવા કહેવું, એક રાક્ષસીને સીતાને સમજાવવાનું કહી રાવણનું ચાલ્યા જવુ, અશોકમા હનુમાન પ્રવેશ. રાક્ષસી તરફથી સીતાપર જુલમ, સીતાનો રામ માટે અત્યંત શોક, અને વેણીથી ગળે ફાંસો ખાઇ આપઘાત કરવાની તૈયારી, અચાનક વૃક્ષ પરથી રામચદ્રની વીંટી હનુમાને ફેંકવી, સંશયમા સીતા, સીતાનો રામના મૃત્યુ માટે વ્હેમ, હનુંમાનનુ પ્રત્યક્ષ થવું, રામ કુશળ છે તથા હું તેમનો સેવક છું એમ કહી સીતાને આપેલી ધીરજ વાડીનાં ફળ ખાવાની સીતાની આજ્ઞા, વાડીનો નાશ, રક્ષકોનો નાશ, ઇંદ્રજીત સાથે લડાઇ, ઈંદ્રજીતે હનુમાનને કેદ કરી લેઇ જવો.

પ્ર. ૫ મો—સ્થળ—મહેલ.

શાન્તાએ પ્રવેશ કરવો; નારદે આવી શાન્તાને મુનીવ્રત બાબત ઉંધું સમજાવવું, અને એ મુનીવ્રત રંભાએજ લેવરાવવું. શાન્તાનો ૠષ્યશૃંગ ઉપર ક્રોધ, ૠષ્યશૃંગનું આવવું, ૠષ્યશૃંગ બોલતા નથી માટે શાન્તાનું ફાંસો ખાવા જવું, ૠષ્યશૃંગનું મુનીવ્રત છુટી જવું, નારદનું પોકળ ખુલ્લું થવું, નારદને ઠપકો, નારદે વીભાંડકના મરણના સમાચાર આપવા, ૠષ્યશૃંગનું પોતાના પિતાની પર્ણકુટી તરફ વીદાય થવું.

પ્ર. ૬ ઠો—સ્થળ રાવણનો દરબાર

બંધન સ્થીતીમા હનુમાનનો પ્રવેશ, હનુમાન રાવણનો વાદવીવાદ, હનુમાનને બાળવાનો હુકમ, ઈંદ્રજીતની પ્રસંશા, વિભીષણનો સદુપદેશ, રાવણનો ગર્વ, વિભીષણનુ અપમાન, લંકાદહન.

---

## અંક ૩ જો.

પ્ર. ૧ લો:—સ્થળ લંકા પાસેના જંગલમા રામ તથા વાંદર સૈન્યની છાવણી.

શોકાગ્રસ્તરામ, હનુમાનનું આવવુ, સીતાના સમાચાર, સીતાની મણી બતાવવી, લંકાની સ્થિતિ સબંધી વાતચીત, વિભીષણનું આવવું, આશ્રય માગવો તથા લંકા જીતાવી આપવા પ્રતિજ્ઞા કરવી, હનુમાને વિભીષણ માટે ખાત્રી આપવી, રામને હાથે વિભીષણને રાજ્યાભીષેક અને વીટી માટે અંગદને રાવણના દરબારમાં જવા આજ્ઞા.

પ્ર. ૨ જો:—સ્થળ રાવણનો દરબાર. અંગદ વીષ્ટી, અંગદને માયાવી સીતા દેખાડવી, સીતાનો રાવણ ઉપર સ્નેહ, અંગદનો ક્રોધ. રાક્ષસીએ આવી સીતા અશોકમા પોતાના પતિવીરહમાં આપઘાત કરે છે, એવા સમાચાર આપવા, અંગદ સીતા અશોકમાં છે તેથી આનંદ અને માયાવી સીતાને શ્રા ૧ દેઇ બાળી મુકવી, રાવણનો ક્રોધ. અંગદનું રાવણના મસ્તક ઉપરના તાજને ઠોકર મારી ચાલ્યા જવું.

પ્ર. ૩ જો:—સ્થળ જંગલ.

વીભાડકને નારદે આવી ઉંધું સમજાવવુ, સમાધીમાં બેસાડવા, રૂષ્યશૃગનું આવવુ, પિતાને સમાધામા જોઇ રૂષ્યશૃગે પીતાના શરીરને ઉપાડી ગંગાજીમા પધરાવવા વીચાર અચાનક વીભાંડકનું જાગવું, સમાધીમાથી રૂષ્યશૃગ ઉપર ક્રોધ, નારદનુ પોકળ ખુલ્લુ થવુ, વીભાડક તરફથી નારદને સજા, અપ્સરાના દરશન નારદને કરાવવા, નારદનું મોહીત થવુ, નારદનુ મો માકડા જેવુ થવુ, ઝાડ ઉપરથી અપ્સરાએ ધક્કો મારવો, નીચેથી સાપ, નારદ વીભાડક પાસે માફી માગે છે, નારદને ઉતારે છે, બાદ આનદ. જવુ.

પ્ર. ૪ થો:—સ્થળ — સુલોચનાનો મહેલ --

સુલોચના, ઇંદ્રજીતનુ આવવુ, ઇદ્રજીત તરફથી યુધ્ધની ખબર, સુલોચનાએ પતિને વીદાયગીરી આપવી.

પ્ર. ૫ મો:--સ્થળ --નીકુંભીલા દેવીનું મદીર.

રામથી વીજય મેળવવા ઇંદ્રજીતનો યજ્ઞ, વિભીષણ લક્ષ્મણ સાથે વાનરોનું આવવું, ઇંદ્રજીત વીભીષણ સવાદ, વાનરોએ યજ્ઞ ભંગ

કરેવો, લક્ષ્મણ ઈંદ્રજીત યુધ્ધ, ઇંદ્રજીત વધ, હાથનું ઉડવું. રાવણ વિભીષણ સંવાદ અને રામને હાથે રાવણનું મરણ.

પ્ર. ૬ ઠો:--સ્થળ — મહેલ.--

પતિવીરહમા સુલોચના, હાથનું પડવુ, સુલોચના આશ્ચર્યમાં ઈંદ્રજીત મરણ સમાચાર, પડેલ હાથે લખવા, મંદોદરીનું આવવુ, પરસ્પરનો શોક, સુલોચનાનું સતી થાા વીદાય થવુ.

પ્ર. ૭ મો—સ્થળઃ રણભુમી. મૃત શરીર સાથે ચીતા ઉપર સુલોચના, સુલોચનાના સતીત્વની પરીક્ષા, મસ્તકનું હસવું, સુલોચના લક્ષ્મણનો સંવાદ, લક્ષ્મણનો શોક અને સતી થવુ રામે લક્ષ્મણને સંતોષ આપવો. રામે સીતાને અગ્ની પ્રવેશ કરાવી લેઇ આવવા આજ્ઞા કરવી, બ્રહ્મા તથા સર્વ દેવોનું આવવુ. રામ સીતાનો મેળાપ, વિભીષણને રાજ્યાભીષેક બાદ રામનું નંદીગ્રામ ભરતની ભેટ લેવા પુષ્પક વૈમાનમાં બેસી જવું. આનંદ

શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

!!! ડ્રોપ !!!

---

# નાટકમાં આવતાં મુખ્ય પાત્રો.

| | | |
|---|---|---|
| રામચંદ્રજી | ... | વિષ્ણુનો અવતાર ( દશરથ રાજાના જ્યેષ્ટ પૂત્ર ) |
| લક્ષ્મણ | ... | રામચંદ્રજીના ભાઈ (શેષનાગનો અવતાર) |
| હનુમાન | ... | રામચંદ્રજીના ભક્ત |
| રાવણ | ... | લંકાપતી ( રાક્ષસોનો રાજા ) |
| ઇંદ્રજીત | ... | રાવણનો પૂત્ર મેઘનાદ |
| વિભીષણ | | રાવણનો ભાઈ ( રામનો ભક્ત ) |
| ઇંદ્ર ... | ... | સ્વર્ગના દેવતાઓનો રાજા |
| રૂષ્યશૃંગ | ... | વીભાડક રૂષીના પૂત્ર |
| અંગદ | ... | વાલીનો પુત્ર ( રામભક્ત ) |
| સુગ્રીવ | . | વાનરસેનાનો નાયક |
| કુબેર | ... | રાવણનો ભાઈ ( યક્ષનો અધ્યક્ષ ) |

## સ્ત્રી પાત્રો.

| | | |
|---|---|---|
| વેદવતી | ... ... | રૂષી કૌશીકની પૂત્રી-(લક્ષ્મીનો અવતાર) |
| રંભા, મેનકા, ઉર્વશી | ... | સ્વર્ગના રાજા-ઇંદ્રની અપ્સરાઓ |
| શાન્તા | ... | રૂષ્યશૃંગનાં પત્ની |
| સીતા | ... ... | રામચંદ્રજીના પત્ની |
| સુલોચના | ... ... | ઇંદ્રજીતની સ્ત્રી |
| મંદોદરી | ... ... | મયદાનવની પૂત્રી રાવણની સ્ત્રી |

એ સિવાય—બ્રહ્મા, શંકર, દેવ, યક્ષ, કીન્નર, વાંદરાઓ, રીંછ, લંકીની, અપ્સરાઓ, દાસ-દાસીઓ.

સ્થળ—અયોધ્યા, સ્વર્ગ, લંકા વગેરે.

૫૧૨૭

કાર્ડ સાઇઝ ૪ા-૩ા　　　　કીમત માત્ર રૂ. ૪)

ફોટોગ્રાફ પાડવાના ન્યુ

# છુપા કેમેરા.

હાલમાં વીલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચું પણ સહેલાઇથી ફોટો ઉતારી શકે છે. દોડતી ગાડી, ઉડતુ પક્ષી વગેરેનો સહેલાઇથી ફોટો ઉતારી શકાય છે. ફોટોગ્રાફ ઉતારવાની સંપુર્ણ માહીતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ, કેમેરા સાથે વ્યુફાઇન્ડર ( જેનો ફોટો લેવો છે તે જોવા માટે ) ગ્રાઉન્ડગ્લાસ ડબલ ડાર્ક સ્લાઇડ પ્લેટ દવાઓ સાથે કીંમત રૂ. ૪ પોસ્ટેજ દશ આના.

વગર હજામે વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સહેલાઇથી નીકળી જાય છે. ચામડીને કાંઇપણ ઇજા થતી નથી ચામડીનો કુદરતી રંગ બનાવે છે. કીંમત ત્રણ સાબુના બાકસનો રૂ. ૧) પોસ્ટેજ જુદું.

સોલ એજન્ટ—છોટાલાલ છગનલાલ મહાજન એન્ડ કું૦
શેખ મેમણ સ્ટ્રીટ મુંબઇ નં. ૨

મહાજનનું વેજીટેબલ

# બાદશાહી પેનક્યુરર.

આ દવા પીવાથી અને લગાડવાથી સરવે જાતનાં દરદો દુર થાય છે. સોએ સો ટકા ખાત્રી આપવામાં આવે છે કે સૌથી સરસ છે. ખરીદતી વખતે **બાદશાહી પેનક્યુરર** રજીસ્ટર ન. ૭૯૫ તપાસી લેવુ.

**સરવે ગાંધીઓ પાસેથી મળે છે.**

જ્યારે પણ તમને નં. ૭૯૫ નું બાદશાહી પેનક્યુરર ન મળી શકે તો નીચેને શરનામે લખવાથી મોકલી આપવામાં આવશે.

કીંમત મોટી બાટલી રૂ. ૧ પો. ચાર આના

સોલ એજંટ—છોટાલાલ છગનલાલ મહાજન

શેખમેમન સ્ટ્રીટ મુંબઇ.

ॐ

श्री परमात्मने नमः

# સતી સુલોચના

# નાટકનાં ગાયનો.



## અંક પહેલો.

### ( સ્તુતિ. )

સુત્રધાર-નટીઓ—

ત્યાગી રાજ્ય લક્ષ્મી લક્ષ્મી જનક વચાર્થ
જન કવચાર્થ
વારિ વારિ નીધિ લગી બાંધી પાજ
ચદ્ર ચુડ ચંડકો દડ કીધ અખંડ ખંડ ખંડ
અસુર ચમુ ઉદ્દંડી દંડી કંઠ દશ ઘમંડી ખંડી
ધર્મ શર્મ શાંન્તી રાજ સ્થાપી સર્વ સુર સમાજ
સુરભી સુરભૂ ભુમી માત શાન્ત કીધ અવધરાજ
અજ અજર અમર અપાર અજ કુમારના કુમાર

અજ સ્વરૂપ નિર્વિકાર અજબ નાટય સુત્રધાર
સીતા રામ આત્મપ્રાણ રામચંદ્રપદ પ્રણામ.

નટીઓ—

અરે મન વૃથા વિચારો કરે, હોય જે ધાર્યું વિશ્વાભરે
આપ ચિંત્યુ અદ્ધરથી ટળે, અચિંત્યું આગળ આવી મળે
રામચંદ્ર મહારાજ અવધ રાજ્યાસનપર પગ ધરે
હરિ ઈચ્છાએ નરહરી સરખા તજી રાજ્ય વન ફરે—હોય
સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગ માયામાં પડે
કનક કુરંગે ચર્મને વશ થઈ, રાવણ કાંધે ચડે—હોય
જેનાથી નરનાગ સુર યમરાજ સરીખા ડરે
એવો લંક અધીશ શીશ દશ તુચ્છ કીશથી મરે—હોય

વેદવતી— (૧)

આ...........અલખ........અગમ........આપ........
ગુણ..........ગણુ અગણિત ગણવા....રસના
રટત રટત હારે, મન શું વિચારે બુધ્ધી પણ હારે
આસુરી............... ..
રવિ પ્રકાશ તમ અંધ વરણે નાજ
તરશ ચાતક બુજાવે
ઘન વરષાએ, સ્નેહ વૃષ્ટી કરી, ભાવેરી....
આ...............અલખ...........અગમ........આપ,

( ૨ )

રંભા—મેનકા—ઉર્વશી—અપ્સરાઓ—

ખીલી યૌવન વસંત કુસુમવાડી
પ્રફુલ્લ વેલી બાલી હાં બાલી
પ્રીતમ આલી જો આલી..................ખીલી.
ચુમી રસીયો રસીક આ રસાળી
હરશી ગુંજે આ આમ્ર પુષ્પ ડાળી
જોતાં પ્રગટે અનંગ અંગ આલી
પ્રીતમ પાસ રતિ વિલાસ ન ધરી આશ ચાલી
વદન ચંદ્રથી ચંદ્ર કળાને લજાવતી શરમાળી
ચર્ણ નુપૂર સ્વર સાદની પ્રીતમ ભાગ્યશાળી.
રે આલીની ચાલી જઇ ભેટ ભાગ્યશાળી.

( ૩ )

રંભા-મેનકા-ઉર્વશી-અપ્સરાઓ.

રે શું વીચારી બાળા, જપે તું જપ માળા
શેશુ કોમળા શરીરે, સહે સંતાપ જવાળા
ત્યાગી અમ્બર રૂપાળા, આવાધામ્બર સુહાય
તન કુસુમ કમળ શૈયા, પાષાણુ પર ધરાય
વિમળ ચંદ્ર વદન ઘેરાયુ, શીર કેશ મેઘ માળા
ધરી કાશાયામ્બર બાળ રવિ સ્તન ધન છુપાવ અરૂણાળા

ધસી કુશ કટી સુત્રે કદળી જંઘા અધીકલાલ કીધ બાળા
શું સતી વર વરવા શીવ શીવ કરવા રતીવરે શું રતિ વરવા
શીત આતપ ધરતી સહે જયમ ધરતી આ તપ ધરતી બાળા
રતિ દમતી ક્યમ દમતી દીલ દમથી હે રતીશાળા.

( ૪ )

રંભા–મેનકા–ઉર્વશી–અપ્સરા–વેદવતી—

રંભા—પુર્ણ રતિ રસ પ્રવીણ વિચિક્ષણ તરૂણ લલીત વરસંગે
ભોગવ ભોગ સુભાગ્યવતી કયમ કષ્ટ સહે અતિ અંગે
વેદવતી–રતિ રસ એ અવગતિનું કારણ ભોગ કરમના ભોગે
અક્ષય સુખથી કેમ અટકીએ ક્ષણિક વિષય સુખ યોગે
રંભા—કનક કળશ સ્તન અમીરસ ભરપર સ્વેદતણા અભિષેકે
રંગ ભીના રસીયા વરને રસ સ્નાન કરાવ વિવેકે
વેદવતી–રસીયા નહીં ઓરસીયા જેવા પુરૂષ હૃદયના પ્હાણા
તેને રતી રસ પ્રવીણ વીચીક્ષણ કહે સખી સમજી શાના
ઉર્વશી–અંગો અગ અભિન્ન થયા વળી પ્રાણ અભિન્ન થયા છે
અધર સુધારસ પાન કરી દ્વય જીવન સ્થીર રહ્યાં છે
વેદવતી–અંગો અંગ મળ્યાં કદી તો શું કીચડ કીચડ સાથે
આલિંગનને અધર સુધા તે વિષનાં બીજ બધાં છે
મેનકા–જેણે જન્મ ધરી જગ ઉપર, જોબન સુખ નવ માણ્યું
તેનો જન્મ અકારથ પશુસમ, તેનું જીવન માનું
વેદવતી–જગત ઉપરના જે જીવ તેને પીતા પુત્ર પરમાણું
મન વરશે કદી એક પતિ તો કમળાપતિ વરવાનું.

સુલોચના-સખીઓ— (૫)

પ્રાણુ તલસે ના હરસે રજની વરસે
હૃદય ભરશે સુતી સ્પરશે ક્યારે હર્ષે
સખી રસિક માન સરમાં પ્રીતિ કુમુદ ખીલશે
સખી મનની સકલ મનસાધીરે ધીરે સુધરશે
તરૂણુ વેલી ખીલશે હેલી રીત લકર સ્પર્શે...
અરે જાઓ શરમાઓ કાંઈ બજાઓ, મન ભાવે
મુખ શું હલાવે
એ શશી અધર અમૃત પાન, દ્રષ્ટી વિલોકન પ્રીતિ પ્રદાન
આહાહા મુખ મલકે અતરના ઉમળકે
વાહ શાણી યુવરાણી......................

સુલોચના-સખીઓ— (૬)

આ હસ્ત કંકણુ સ્વરથી પ્રશ્નો ક્ષેમના પૂછાવજે
ને નમ્ર મુખથી નેત્ર અબુજ સ્વામી ચરણુ ચહડાવજે
સ્તન યુગ્મ મગલ કલશ દ્વાર થકી હૃદય પધરાવજે
એ રીતના આતિથ્યથી અત.પુરે પતિ લાવજે

બધા-પીયુ ઘર આવતાંરે, કરજે પ્રેમ ભરી પદ સેવા
મન ઇચ્છીત વરવરથી લેવા
અરસપરસ રસ લેવા દેવા
બની વરઘેલી અલી અલબેલી.................પીયુ

**સુલોચના**—દ્રષ્ટી પતિ સન્મુખ તણી, પહેરાવી ચંદન માલીકા,
મુખ સ્મિતનાં પુષ્પોથી લે સ્વામી વધાવી બાલીકા;
ઉન્નત પયોધર ઉપર આ પરસ્વેદ જળ અભિષેકથી,
ઉપચાર મગળ કરતું મંગળ કર પતિવૃત ટેકથી.

**બધા**—પીયુ ઘર આવતાંરે કરજે પ્રેમ ભરી પદ સેવા, (૨)
ગણી મન માન્યા મીઠા મેવા, ધરજે કલ્પલત્તા ફૂળ મેવા;
ભાવ ભરેલી કર જઇ કેલી, પીયુ ઘર આવતાંરે.

**રંભા-મેનકા-ઉર્વશી।** (૭)
**અપ્સરાઓ.** |

નજર દઈ વશ કરીએ, સખી એ ભોળા બ્રહ્મકુમાર;
બાળા યોગી ભોળવીએ, અલબેલા અનંગ અવતાર.
મંદ હસી હસી સંગ વસીને, કીજે અનંગ ઉપચાર;
કનક લત્તાપર કુંદન ફૂળ સહ, અરપું હૃદય આહાર.
સ્નેહ સબંધે બેઉ ભુજ બંધે, બાંધીએ કામ કુમાર;
આરતી મંત્રે મુરલીના સ્વરથી, રીઝે શ્રી દેવ દયાળ.

**રંભા-મેનકા-ઉર્વશી** (૮)
**અપ્સરા.**

યોગીરાજની લાગી હાં સમાધી,
અલખ બ્રહ્મ સત્ ચિત્ સહ સાધી;
અલખ મંત્ર આરાધી..........................યોગી૦
શુન્ય ગગન મંડળ ધરી દ્રષ્ટી,
છોડી જગત ઉપાધી........................ ........યોગી૦

ચંદર મુખ આ નયને કીરણે રસને ભરશે,
સુંદર તન આ દરશે સ્પર્શે કુમુદા વિકસે;
એ લાગી મોહનથી લેહ......................લાગી૦

રંભા— (૯)

લેશો રે જોબનનાં............................ ૪૯
આ,......................................
ભાવેરે આ ..................................પુ.
રે... ... .... એ.. .... ..એ.. ..... ..
ફેર ન જોબન આવે જાવે વેતા પાણી.
રસિક ઉડાવો રંગ રાગ ...... . ..રે
રે........ ..... .. .............. ..

રંભા-મેનકા-ઉર્વશી } (૧૦)
અપ્સરા-રસ્યસંગ }

રંભા—જો આ દડો ફેંકું અમો
રસ્ય—ફેંકો તમો
રંભા—જો આ પડયો
રસ્ય—આ ગડબડયો
મેનકા—આ દડબડયો
સખી ૧—દોડયો દડો
ઉર્વશી—ઝીલો તમો
રંભા—ઝીલ્યો તમો

આ અહીં છે, આ અહીં છે, મુજ છાતી સરસી સાંધ છે,

મેનકા—પકડો દડી પકડો દડી,
રંભા—અહીંયાં પડી અહીંયાં પડી
રહ્ય—હાં આ પડી, હાં આ પડી નિશ્ચ હવે તો છે જડી
રંભા—હાં આ પડી
મેનકા—જોજો જતાં લપસી પડી
સખી ૧—લપસી પડી
ઉર્વશી—ચપસી ભીડી લ્યો
રંભા—આ દડી અહીં આ પડી અહીં આ પડી
રહ્ય—હાં આ પડી હાં આ પડી નિશ્ચ હવે તો છે જડી
રંભા—જશો કહી નકશી પડી
મેનકા—લ્યો આ દડી
સખી—સુખની ઘડી
ઉર્વશી—છે પા ઘડી
રંભા—સીદ્ધિ વડી
મેનકા—સીધી દડી
સખી—હૃદયે જડી
ઉર્વશી—આપે ભલી
રંભા—લ્યો આ દડી લ્યો આ દડી
રહ્ય—હાં આ પડી હાં આ પડી, નિશ્ચ હવે તો છે જડી.

## અંક બીજો.

સીતાજી— (૧૧)

વિપરીત હા હા ભાગ્ય લેખ,
લેશરે ન મિથ્યા વિપરીત..................હાં હાં.
કૈકેઈ માતાના શ્રાપે,
પલમાં ત્યાગ કીધો રાજ્યશ્રીનો;
હા વન રવડતાં સાધુ વેશ. વિપરીત હાં હાં.

સુર્પનખા— (૧૨)

બની લલના કેવી હું રૂપાળી,
તરૂણ લાડીલી લચક કમરની;
ઝપટ ભ્રમરની છે નીરાળી,
નૃપતિ કુંવર આ છળ કરી છળવા.
આ સુરી આ ધરી માયા,
કાયા આ રંભા આનન ચંદા;
શીવ સંગા અર્ધંગા વા ગંગા.

સુરપણખા-લક્ષ્મણ— (૧૩)

આવો મારા લટકાળા લક્ષ્મણ લાલ
લક્ષ્મણ—પદમ ગણે ગીધણ શું માંસ પીડ લાલ.
સુર—ચિત્ત મારૂં ચોર્યું છબી ન્યારીથી—વાહ વાહ,
લક્ષ્મણ—નાક તારૂં કાપું કટારીથી
સુર—અરર અરર અરર અરર હાય

લક્ષ્મણ--કુલટા એ શીક્ષા ઘટીત તને છે.
સુર—નજીક મરણ રાખતું સ્મર્ણમાં
લક્ષ્મણ—ચાહે તે કર જા અમે ન ડરતા
સુર—આવું કપટ
લક્ષ્મણ—જારે નફ્ટ
સુર—અરર અરર ચિત્ત અથરર થાય.

**સીતાજી તથા રામચંદ્ર (૧૪)**

સીતા—કનક કુરંગ કેવો ચાલે ધીમો ધીમો સ્વામી રામ પ્રાણ
રામ—નોય એ કુરગ કોઈ હોશેશું હરામી હે સુજાણ પ્રાણ
સીતા—દર્ભ કેવો એ ચરે છે, નયનો શાં ફેરવે છે
થન ગન થેઇ થેઈ કરી નાચે રામ
એ મૃગ મારી મૃગયા ધીકારી વાલા
તેની ચોળી શીવડાવો, લેવડાવો સ્વામી લાવો
ફરી યોગ મળે નહી આવો રામ કનક
રામ—રે રે મૃગાક્ષી પ્રભુ સર્વ શાક્ષી રામા
દીન પ્રાણી વ્યર્થ મારી, નહીં પાપની બાંધવી ભારી
હઠ છોડ સુશીલા નારી પ્રાણ રામ——કનક.

( ૧૫ )

નારદ--નીરખો નેણોમા મારો નાથ રમે
નાથ રમે મારો પ્રભુ તો રમે......... ...નીરખો
ભવો ભવની સાધુ ભાવટ ભાગો
ઘટમાં રમૈયો મારો પુરણ રમે નીરખો,

જગે જગમાં સાધુ સઘળેજ જાગ્યો
અમઘટમાં પણ આપો આપ સમે     નીરખો

નારદ—     ( ૧૬ )

હવે ઘેર ઝટ પહોચો ખુશ હાલ
ત્વરાથી નીમ કરો તતકાળ
ચાલી પ્રભુ કીડીના જેવી ચાલ
સીધ્ધી સાધી થાઉ હું તો ઝટ ન્યાલ
નાસીકાપર રાખીને, દ્રષ્ટી કરો સંપુટ સરદાર
ફળ આરોગી, મૌન્યને ધારી
રહો વિભાંડક લાલ     હવે.

રામચંદ્ર     ( ૧૭ )

વિરહા ક્યાં એ રમણી
શાંન્તી સુધા આશ્રમે
નીશ દીન વીસ’તી નહીં અહીં તહીં પ્રીયા હા
ગઈ ગઈ કહી હા
છુપી રહી ક્યાં
ગીરિવન વા નદી તીરમાં શોધે પ્રીય. મારી     વીરહા.
પ્રણય માન સમય આ ન
સુમુખી મમ જીવન પ્રાણ
પ્રીય વિરહીત વિકલ પ્રાણ
સંશય અધીક જીવનમાં

રામચંદ્ર— ( ૧૮ )

આતે રાજશીરોમણી મુકુટને સ્થાપી શીરે તાહરા,
આ માળા જયવંત બંધુ હૃદયે આલીંગતી જે સદા
આપું રાજ્ય સહીત આશીષ તને કીષ્કન્ધ ભુમીતણું
સ્થાપું છું યુવરાજના શુભપદે આબાળ તારા તણું

સ તાજી— ( ૧૯ )

હે રઘુવર સ્વામી અતર ઘટયામી
આવી મળો હે પ્રભુ નિષ્કામી
ચિંતવન પ્રીયતમ કરતી રડતી જતી
ભાન સાન ગતિ મતિ વીણુ અતિ દુખ પામી
હૃદય વસી કયમ દરશન દયા પ્રભુ
સાહો સાહો કર સુંદર પ્રભુ પ્રણયામી— હે
કર તૃષ્ણુ ધરતી ધરતી સુતાની
વારે ધાઓ હે રઘુવીર રામ નમામી—હે

સીતાજી— ( ૨૦ )

વનચર વીરા જાઓ ધીરા ધીરા પ્રવાસી પંથી રામ
કેશો સ્વામીજીને વિરહીણી ઓના પ્રીતીથીરે પ્રણામ
નીશા ચરી સંગ નીશા દિન વીતે
નીશાપતિ જેવા પતિને સ્મરીને
કૃપા સીંધુ કૃપા ત્યાગી શું હૃદયથી
ક્યારે મળે સેવા સ્વામીના શરણુની

અવધ પુરીએ અવધ પુરી સ્વામી
નહી ચડો વારે હે હૃદય ગામી
તુચ્છ દેહ તજી આવીશુ શરણુમાં
અબળાની સ્થીતિ લેજોરે સ્મરણુમાં

**શાંન્તા—** ( ૨૧ )

શી ચમકતી દીપસી દીપતી આ અંગ ધ્યુતી
ઝાંખી કરતી ચંદ્ર જ્યોતી મગન મગન હું અલેતી
પ્રેમની પ્રિતી. શી.
મંદ ગયંદ શી ચાલ ચાલતી બાંહ્ય ડોલાવતી જાતી.
કર કંકણુથી નુપૂર રવથી, નયન સરોજ નચાવતી
લલીત હાવથી લલીત લાલને લલના હું લલચાવું
મલકાવું મન ભાવુ ફુલ સાવુ—શી

**શાંન્તા-શ્રંગીજી—** ( ૨૨ )

**શાંન્તા—**હાં હાં શીદ સતાવો મને
જાઓ જાઓ પ્રભુ જાઓ,
તમે લીધા અબોલા જ્યાંથી,
ઝટપટ શ્રી સ્વામી સીધાવો. હાં હાં.

**શ્રંગીજી—**રસિક રસિલી તમે માનો માનુની
સાચી વાત કહું શાણી
પુત્ર સુખના લાભના અર્થે
પ્રયોગ હતો લે જાણી

**શાંન્તા**--પ્રભુ નાના હું નવ માનું કર છોડો
ત્યાં ચિત્ત જોડો, કહું દુર જાઓ. હાં હાં.

( ૨૩ )

હા હવે ખુબ મજા પડશે
જોવાની ગમ્મત મળશે

**નારદ**--ઝટપટ પહોંચો આપણે આ ક્ષણે
હું વાત જમાવું ખેલ લડાવુ
વિભાંન્ડકને મૃતક બનાવું--હા હવે.
શાન્તિ થાશે. (૩) વાહ વાહ વાહ
ખુબ કુટાશે ધુતાશે જોવાશે ખેલ
બહુ આંધળાને બહેરાની થાશે લે મેલ
હા હુ હવે બસ જાઉં છુ
જાઉં જાઉ હાં જલદીથી, હાંહાહાહાહા.

**વારાંગના** ( ૨૪ )

રાજ તમ અખડ મહિમા જગતીમાં સુર અસુર મહીમા
નરવરમાં રાજ તમ પ્રચંડ બળ હા.
અરિ દળ બળ હર અરિ પ્રીયા વીરૂપ કરતા
સુર મણી વશ કર્યા નરમણી માન હર્યા
નૃપતિ ભયથી ધરતી ધ્રુજવતા, શીવ વરથી સાધી
યોગ નીમ નીગમના
**શચી પતિ પદમાનહર, દશ શીશ લંકધીશ**

---

સારેગમ સાધધ મધસા નીધની મગરેસા
નીરે ધની સાગરે ગસા
સારેગમ સાધધ મધસા નીધનીરે ધની સાસા
ગમ ગરે સાની રે ધનીસા નીરે ધની મગ રેસા
નીરે ધની ગરે ગસા રેગમ
નીધની મધસા મધસા મધસાની ધમ ગરેસા
સાધની પધ ગમ ગરેસા.
ગમ ધની સારે ગમ ગરે સાનીધમ ગરેગસા રેગમ સાધ

---

## અંક ત્રીજો.

સુગ્રીવ— ( ૨૫ )

દિલમાં નહિ તર્ક યા વિતર્ક કરો હે સ્વામી
રઘુપતિ રામ સીત સ્વામ જગ આરામ સ્વામી
હોશે સપ્ત સીંધુપર વા ભુમી તલએ ભુમી બાળા
શોધ લાવીશ હું વૈદેહી એ દેવી સીતાની
પ્રાણમાં પ્રાણ છે છેવટના મારા આ તનમાં
મીત્રતા આપની નીભાવવા હું ભરૂછું હામી.

રામચંદ્ર ( ૨૬ )

ત્વરીત સીધાવોરે
નીચ નક્ટ શઠ
પાપી અતી અસુર રાજ

જાઓ સમજાઓ નીતિ ન્યાય હાવો
હેવી અમ લાવો લાવો ત્વરીત
પ્રબલ દૂત બલ દાખી
વિદિત વચને, દુર મુખ એ, દુર મદ એ
દુર જન એ, માની મનાવોરે ત્વરીત....

અંગદ— ( ૨૭ )

જવ ચહડી રઘુવીર સાથ લક્ષ્મણ સુધીર
ઘેરશે લંક ગઢ ધનુષ ધારી રામ--જવ
અષ્ટ દશ પદમદલ, વાનર બલીની
કીલકારીએથી હુક હુકુકુકુ ( ૩ )—જવ

(૨૮ )

વિભાંડક-શ્રંગીજી-શાન્તા-નારદ-

ત્રણેજણા—નવ ગજના તમોને નમસ્કાર વા રૂષીજી
ચલાવ્યો ખુબ ગોટો તદન ખોટો જડે ના જોટો

શ્રંગીજી—શાન્તા સમજાવી, તમે લીધુ તુ રંભાનું નામ
કર્યાં ઉંધા કામ

શાં—શ્ર—જાઓ જાઓ પ્રભુજી લાગીએ પાય

નારદ— ક્હ્યું ખોટુ શું કહો રૂષી રાય
ઓં નમોનમ: કામ દેવાય કામા ક્ષાય

શ્રં— હાં રૂષીરાય

ત્રણે— વા વા પ્રભુ બસ જાઓજી જાઓ

સુલોચના— ( ૨૯ )

જાઓ જાઓ પીયુ જાઓ જાઓ ખુશીથી રણમાં,
મુજ ચીંન્તા ન ધરો રતિ મનમાં જાઓ.
પીતામહ ગુરૂ ઇષ્ટિ અંબીકા આવી રહે નીજ તનમાં
શેષ શ્વસુર સહશ્રીપતિ સાથ વસો તમ હૃદય ભવનમાં.
જીત કરી જવ આવી મળશો રાખીશ રગ ભવનમાં
અગર જો સ્વામી સ્વર્ગ સીધારશો, સતી થઇ રહીશ ચરણમાં-જા.

સુલોચના—સખીઓ ( ૩૦ )

સખી—શાને અલી કરમાવે ચંદ્ર વદન આ
રાજ યુવરાણી હે શાણી ગુણવાન
સુલોચના-કયારે પીયુ દર્શનથી ઠારૂ નયન આ
સખી—રાજે એ પ્રતાપી પુન્યશાળી શ્રીમાન
સુલોચના-પ્રાણજીવન વીના સુની આ જીંદગાની છે
સખી—ચંદ્ર વીના નીસ્તેજ રજની રાણી છે
સુલોચના-નાંખ્યું તન મન ધન જીવન ઓવારી આ
સખીઓ—વેલી વય બાળમાં ખીલી પુર બહારમાં
દીસે ગુલજાર આ વાહ વાહ વાહ
ભ્રમર વીણ ખાલી આ વેલી બાલી
સુલોચના-આમ તમે મને નાહક ના છેડો જા....ઓ.

સુલોચના— ( ૩૧ )

નીશ્ચે નમ્યો મધ્યાનથી હા અસુરનો રવી
હા. હા. પડયાં શું રણમાં ઇંદ્રજીત રાજવી.
હા કાળના ચકકરમાં પ્રાણી સૌ પીસાય છે
જ્યાં છોટા મોટા સર્વનો સમાન ન્યાય છે
જે સુર ને આસુરના શીરોમણી પતિ
દીગંતમાં કીતી ધ્વજા જેની ફરકતીતી
યમરાજ જેના ત્રાસથી ડરતા હતા સદા
બ્રહ્માંડને ઉડાવતા જે એક હાથમાં
અહો સ્વામી અહો સ્વામી ગયા કયાં
છુપાયા કયાં
અહો રણવીર વરનામી ગયા હા.



# જીનતાન.

અજબ ગુણકારી ! અત્યંત ઉત્સાહ વર્ધક !

નીખાલસ પવિત્ર અપ્રતિમ સુવાસીક

એ નામાકીત જાપાનીઝ ડાકટરોના પ્રીસ્ક્રીપશનમાંથી આ ગોળીએ બનાવવામાં આવી છે.

## એક વખત વાપરી જુઓ.

ઉદાસી અને કંટાળો લાગતો હોય ત્યારે, દીવસે ગરમામાં પગે અથવા ગાડીમા ફરવા જાઓ ત્યારે, દારૂ પીધા પછી અથવા બીડી પીધા પહેલા નાટકશાળા અથવા કોઇ શરદીવાળી જગ્યાએ હો ત્યારે, ગાયન અથવા ભાષણ શરૂ કરવા પહેલા, જ્યારે રોગચાળો ચાલતો હોય ત્યારે, પુંજા વખતે મ્હોમાથી નીકળતો શ્વાસ સ્વચ્છ કરવાને તથા નહાતી વખતે વધારે તદુરસ્ત લાગવાને એવા સર્વ વખતે જીનતાનનો ઉપયોગ કરવો.

## બે ત્રણ ગોળી પાનમાં ખાઓ.

**ખાસ ફાયદાકારક** માથુ દુખવું, અપચો, તરશ, ઉલટી આ માશ દરીઓ લાગવા દર અને દારૂના છાકટાપણા ઉપર ખાસ ફાયદા કારક છે.

| | |
|---|---|
| કીમત્ત—૩૦ ગોળીઓનું એક પડીકુ. | કીં. ૦–૧–૬ |
| ૬૫ ગોળીઓનું એક પડીકું. | કીં. ૦–૩–૦ |
| ૧૯૫ ગોળીની ટીનની ડબો. | કીં. ૦–૮–૦ |
| ૪૫૫ ગોળીની ફેન્સી ડબી. | કીં. ૧–૮–૦ |

આ ચીત્રમા દર્શાવ્યા મુજબ ગોળીઓની આ ફેન્સી કેસ રૂપીયા વાળા પેકેટમાં પેક કરી માકલવામાં આવે છે અને તેવા પેકેટમા જીનતાનની ૪૫૫ ગોળીઓ હોય છે.

આજે ખરીદ કરો.

સોલ એજટસ—જીનતાન એજન્સી

જુમા મસજીદ—મુંબાઇ.

દવા વેચનારા. સઘળી દુકાને જીનતાન મળશે.

# જાણીતા મોટા મેકરોની તીજોરીઓ લીલાઉમાં

થોડા વખત ઉપર મુંબાઈમાં કોટમાં મેસર્સ ઇવર્ટલેધમની ઓફીસમાં કાપડબજારમાં અને ભુલેશ્વર અને નળ બજારનાં ઘરોમાં આગ લાગી હતી તે દરેક ઠેકાણે જ્યા જ્યાં ગોદરેજની તીજોરીઓ હતી ત્યા અંદરનો સર્વે માલ તદન સલામત રહ્યો હતો. એ વખતે કોઈ આગમાં કોઇ મેકરની તો બાજી કાઇમા બીજા કોઇ મેકરની જાણીતી તીજોરીઓમા સર્વે બળી ગયું હતું. આ વાતની ખાત્રી કરવા પછી સર સાસુન જે ડેવીડે પોતાની ઓફીસમાં વપરાતા જાણીતા મેકરોની મોટી અને કીમતી તીજારીઓ લીલાઉમાં મોકલાવી વેચી નાંખવાનો ઠરાવ કરી રૂ. ૩૪૦૦ ની બે મોટી તીજોરીઓ બનાવવાનો ઓર્ડર ગોદરેજને આપ્યો છે.

એજ પ્રમાણે મેસર્સ બ્રેડબરીની કંપનીએ બીજા મેકરોની તીજોરીઓ વેચી નાખવાનો ઠરાવ કરી મોટી ચાર તીજોરીઓનો ઓર્ડર ગોદરેજને આપ્યો છે.

પોતાની ઓફીસમાં આગ લાગી તેમા બીજા જાણીતા મેકરોની તીજોરીઓનો અનુભવ મળવાથી આગ પછી મેસર્સ ઇવર્ટ લેધમે ગોદરેજની સાત મોટી તીજોરી ખરીદી છે.

**ગયા વરસમાં નામદાર સરકારે ગોદરેજની ૩૭૨ તીજોરી હિન્દુસ્તાન બરમાહની સેવીંગ બેન્કોના ચોપડાની જાળવણી માટે ખરીદી હતી.**

આ ઓર્ડર ગોદરેજને આપવા પહેલા જુદા જુદા મેકરોની તીજોરીઓની પરીક્ષા આગમા નાખીને કરી જોવાનો ઠરાવ થયો હતો. એ મુજબ કલકત્તામાં ટપાલ ખાતાના ડીરેકટર જનરલે તપાસ લીધી હતી. અને એવુ જણાયુ હતુ કે જ્યારે બીજી તીજોરીમા સઘળા ચોપડા અને કાગળો બળીને કોલસો થયો હતો ત્યારે ગોદરેજની તીજોરીમાં સર્વ અગાઉ જેવી સારી હાલતમાં હતું.

**ગોદરેજ એન્ડ બોઈસ મેન્યુફેકચરીંગ કું૰**

**કારખાનું—ગેસ કંપની પાસે પરેલ—મુંબઈ.**

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો મુકામ જ્યાં હે ત્યાંથી અથવા અમદાવાદ ... પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે જેઓ સાહેબને જોઇતા હોય તેઓએ રોકડી કીમતથી મંગાવી લે વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ ... માં આવશે નહીં

| | | | રૂ.આ |
|---|---|---|---|
| ૧ સતી સંયુક્તા નાટકના ગાયનો | ( આવૃત્તી | સાતમી ) | ૦–૨ |
| ૨ પવિત્ર લીલાવતી નાટકના ગાયનો | ,, | ચોથી) | ૦–૨ |
| ૩ સતી પાર્વતી નાટકના ગાયનો | ,, | ચોથી) | ૦–૨ |
| ૪ અશ્રુમતી નાટકના ગાયનો | ,, | તેરમી) | ૦– |
| ૫ રામ વિયોગ નાટકના ગાયનો | ,, | છઠી) | ૦– |
| ૬ મ્યુનીસીપાલ ઈલેક્સન ના૦ ગા૦ | ,, | બીજી) | ૦– |
| ૭ ભોજકુમાર નાટકના ગાયનો | ,, | ત્રીજી) | ૦– |
| ૮ સરદારબા નાટકના ગાયનો | ,, | સાતમી) | ૦– |
| ૯ ઉમાદેવડી નાટકના ગાયનો | ,, | સાતમી) | ૦–૨–૦ |
| ૧૦ વીણાવેલી નાટકના ગાયનો | ,, | દસમી) | ૦–૨–૦ |
| ૧૧ વિજયા વિજય નાટકના ગાયનો | ,, | આઠમી | ૦–૨–૦ |
| ૧૨ મદન મંજરી નાટકના ગાયનો | ,, | બીજી) | ૦–૨–૦ |
| ૧૩ સતી પદમિની નાટકના ગાયનો | ,, | પાચમી) | ૦–૨–૦ |
| ૧૪ ઉદય ભાણ નાટકના ગાયનો | ,, | અગીયારમી) | ૦–૨–૦ |
| ૧૫ મોહિના ચંદ્ર નાટકના ગાયનો | ,, | સાતમી) | ૦–૨–૦ |
| ૧૬ અજીતસિંહ નાટકના ગાયનો | ,, | ત્રીજી) | ૦–૨–૦ |
| ૧૭ સતી સીતા નાટકના ગાયનો | ,, | પાચમી) | ૦–૨–૦ |
| ૧૮ ભગવત ગીતા નાટકના ગાયનો | ,, | બીજી) | ૦–૨–૦ |
| ૧૯ સતી દ્રૌપદી નાટકના ગાયનો | ,, | છઠી) | ૦–૨–૦ |
| ૨૦ જાલીમ દુલીઆ નાટકના ગાયનો | ,, | ચોથી) | ૦–૨–૦ |
| ૨૧ જાલીમ દુલીઆ ભાષણ સાથે પાકુ પુઠું | | પેહેલી) | ૧–૦–૦ |
| ૨૨ કબીર સાબ નાટકના ગાયનો | ,, | બીજી) | ૦–૨–૦ |
| ૨૩ સન્યાસી નાટકના ગાયનો | ,, | બીજી) | ૦–૨–૦ |
| ૨૪ સન્યાસી ભાષણ સાથે પાકુ પુઠું | ,, | પેહેલી | ૧–૦–૦ |
| ૨૫ કુલિન નાયિકા નાટકના ગાયનો | ,, | પેહેલી) | ૦–૨–૦ |
| ૨૬ સતી સુલોચના નાટકના ગાયનો | ,, | પેહેલી) | ૦–૨–૦ |

**શ્રી દેશી નાટક સમાજ.**

ઠે શ્રી શાન્તિભુવન થીએટરમાં—અમદાવાદ